## ગ્રન્થકાર-પ્રશસ્તિ.

* શ્રી **સાતવાહનના** કુલરૂપ સાગરમાંથી પારિજાતરૂપ **સંગ્રામરાજ** ઉત્પન્ન થયો, જે અનેક વિબુધોને આશ્રય આપનાર હોવાથી તેના સંબંધથી કાશ્મિરમંડળ નંદનવનની પદવીએ પહોંચ્યું હતું.

( તેના ) કુલમાં કલ્પવૃક્ષ સમાન શ્રી અનંતદેવ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. જે એક ધીરવીર હોવાથી ચક્રવર્તી થયો. તાબે થયેલા નમન કરતા સઘળા સામંતરાજાઓના મુકુટ-મણિથી તેના પગનો બાજઠ ઉજ્જ્વલ થયો હતો.

સુદર્શનની ઉત્તમ કીર્તિનો પરાજય કરે એવી તે અનંતદેવ રાજાની કીર્તિ સાંભળીને સંતોષ પામ્યો હોય તેવો-કપાઈ ગયેલા કંઠવાળો અને ઉદર દૂર કરી, માત્ર રાજાના મસ્તક-રૂપ રાહુ, સેવા કરવાને માટે આવેલો તેના આંગણામાં જ આળોટતો હતો.

રાજાઓમાં ચંદ્ર સમાન તે અનંતદેવ, ત્રિગર્તદેશના અધિપતિ ઈન્દુરાજાની-પ્રજાનાં અજ્ઞાનને ટાળે એવી અને વિશ્વને નમન કરવા યોગ્ય-પ્રભાત સંધ્યાની જેને ઉપમા આપી શકાય એવી-સૂર્યવતી નામની કન્યાસાથે પરણ્યો હતો.

જે દેવીએ ( રાણી સૂર્યવતીએ ) નાના દેશમાં ઉત્પન્ન થયેલા અનેક બ્રાહ્મણોથી સેવા કરવા યોગ્ય વેદસમાન, રત્નોથી ભરપૂર સાગર સમાન, ભય પામેલા ભૂભૃતોને† શરણ લેવા યોગ્ય, આશાથી પોતાની પાસે આવનારનાં કલ્પદ્રુમની માફક દુઃખ દૂર કરનાર અને ઉપમા આપવા યોગ્ય તેણે ઉત્તમ મઠો બંધાવી કાશ્મિરની શોભા વધારી હતી.

જે સૂર્યવતીએ નિર્મળ જળવાળી વિતસ્તા નદીના વિસ્તીર્ણ કિનારા ઉપર, ચુનાથી જેઓનાં શિખર ઉજ્જ્વલ હતાં તેવાં દેવમંદિરો બંધાવ્યાં હતાં-જે દેવમંદિરો આકાશગંગાથી વ્યાપ્ત તળેટીવાળા હિમાલયના શિખરની શોભાને ધારણ કરે છે.

એ રાણી-અસંખ્ય મણિ, સુવર્ણ, અગ્રહાર, કૃષ્ણમૃગચર્મ, દ્રવ્યના ઢગલા અને હજારો ગાયોનાં દાન દેવાથી ખરેખર વિશ્વનું પોષણ જ કરતી હતી અને વિશ્વંભરા-પૃથ્વી-તો માત્ર નામની જ વિશ્વંભરા કહેવાતી હતી.

એ સૂર્યવતીને, પૃથ્વીના એક તિલક જેવો છતાં અલિક લગ્ન‡ નહિ એવો, ધાડા અમૃતમય§ છતાં ગુણિના બાંધવરૂપ અને શત્રુઓની સભામાં અશિવ છતાં શિવનો જ અવતાર હોય તેવો, શ્રીમાન્ કુલશદેવ નામનો પુત્ર હતો.

---

* અહીં કુલને સાગરનું રૂપ આપ્યું છે; સંગ્રામરાજને પારિજાતનું રૂપ આપ્યું છે. કારણ કે સાગરમાંથી પારિજાત-કલ્પવૃક્ષ નિકળ્યું છે. તેમ જ પારિજાતનો આશ્રય દેવતાઓ કરે છે. અહીં રાજાનો આશ્રય વિદ્વાનો કરે છે. પારિજાત નંદન વનમાં રહેલું છે; અહીં કાશ્મિર મંડળને ઇંદ્રના નંદનવનનું રૂપક આપ્યું છે.

† ભૂભૃત-રાજા અને પર્વત. ‡ અલિક લગ્ન=લલાટમાં લાગેલો અને અસત્યને લાગેલો એવા બે અર્થ થાય છે.

§ જે જલમય પ્રવાહી હોય તે કપડાનો મિત્ર ન હોય એટલે કપડામાંથી જલ ચાલ્યું જાય, વિરોધ છે. એ આખા શ્લોકમાં વિરોધાભાસાલંકાર છે.

સર્વ ઉર્વીભૃતોને* નમાવવામાં અને સાત સમુદ્રનું પાન કરવામાં સમર્થ દેવતાઓએ એક નવો કળશોદ્ભવ† શ્રીહર્ષદેવ બનાવ્યો, જે આ સૂર્યવતીનો પૌત્ર થતો હતો.

જે સૂર્યવતી સદા, જેમ શિવાર્ચન, હોમ કર્મ અને અનેક પ્રકારના દાન ધર્મમાં તત્પર રહેતી હતી, તેમ જ શાસ્ત્રો સાંભળવામાં શ્રમશીલ હતી, તે સૂર્યવતીના કોઈ કોઈ વખત ચિત્તવિનોદ માટે, અનેક કથારૂપ અમૃતમય બૃહત્કથાનો સાર અને સજ્જનના અંતઃકરણરૂપ સમુદ્રની વૃદ્ધિમાં પૂર્ણ ચંદ્રરૂપ આ સંગ્રહ ગ્રંથ, ઉત્તમકુલના બ્રાહ્મણ અને અનેક ગુણોથી સુન્દર, રામના પુત્ર **સોમ** (દેવે) બનાવ્યો છે.

અમલમતિ સોમ (દેવે) આ કથાસરિત્સાગરને વિસ્તીર્ણ તરંગની રચનાવાળો પૂર્ણ કર્યો છે, તે સત્પુરુષોના અંતઃકરણને સદા આનંદ આપો.



**શાંતિઃ શાંતિઃ શાંતિઃ**